

( नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः )

( શ્રી સૌભાગ્યઆત્મદર્શક ગ્રંથાવલિ )

ગ્રન્થ ૧

# ( માંગલિક સ્તુતિસંગ્રહ )

સંગ્રહકર્તા


## ગિરધરલાલ દામોદર દફતરી

મુ. [illegible]



પ્રકાશક

## દલાલ જીવરાજ દેવચંદ જેતપુરવાળા

[illegible] ( સંવત ૧૯૮૫ આષાઢ સુદિ ૧૫ )



## ॥ आदिमङ्गल ॥

# ( नमस्कार सूत्र )

नमो अरिहंताणं

नमो सिद्धाणं

नमो आयरियाणं

नमो उवज्झायाणं

नमो लोएसव्वसाहूणं

एसो पंचनमुक्कारो, सव्वपावप्पणासणो ।

मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥ १ ॥

### श्लोकाः

शार्दूलविक्रीडितम्

( मङ्गलाचरणम् )

नाभेयाऽजितशंभवाश्च्युतभवाः, श्रीसंवरस्यात्मज-

स्तीर्थेशः सुमतिः कुशेशयरुचिः, षष्ठः सुपार्श्वस्तथा ॥

श्रीचन्द्रप्रभतीर्थकृच्च सुविधिः, श्रीशीतलः सौख्यदैः

श्रेयांसप्रभुवासुपूज्यविमलाः, कुर्वन्तु नो (वो) मङ्गलम् ॥१॥

*   *   *

शक्त्याऽनंतजिनो विनष्टवृजिनो, धर्मश्चिदानन्ददः ।
शान्तिःकुन्थुररश्च मल्लिररिघस्त्रैलोक्यचिन्तामणिः ॥
अर्हत्श्रीमुनिसुव्रतो नमिविभुः, शुद्धस्वरूपस्थितो ।
नेमिः पार्श्वजिनश्च वीरभगवान्, कुर्वन्तु नो (वो) मङ्गलम् ॥२॥

* * *

कैलासे प्रथमो गतः शिवपदं, चम्पापुरि द्वादशः ।
द्वाविंशो भगवान्नतः शिवपुरं, श्रीरैवताख्ये गिरौ ॥
श्रीपावापुरपत्तनेऽन्तिमजिनः, शैले समेताभिध ।
शेषा विंशतयो गताः शिवपथं, कुर्वन्तु नो (वो) मङ्गलम् ॥३॥

* * *

इन्द्राग्न्याऽऽशुगभूतयः समकुला, व्यक्तः सुधर्मा तथा
षष्ठो मण्डितपुत्रको गणधरो, मौर्यात्मजः सप्तमः ॥
श्रेयोऽष्टश्चिरकम्पितो गुणमणि–र्धीरोऽचलभ्रातृकः
मेतार्यो दशमःप्रभासगणभृत्कुर्वन्तुनो ( वो ) मङ्गलम् ॥ ४ ॥

* * *

देवाः श्रीऋषभादयो प्रभृतयः श्रीपुण्डरीकादयः
श्रीमन्तो भरतेश्वरप्रभृतयः श्रीबाहुबल्यादयः ॥
श्रीसद्रामयुधिष्ठिरप्रभृतयः प्रद्युम्नशाम्बादयः
श्रीमद्गौतममुख्यसाधुयतयः कुर्वन्तु नो मङ्गलम् ॥ ५ ॥

* * *

यस्मात्तीर्थमिदं प्रवृत्तिमगमत् स श्रीसुधर्मा गुरु–
र्धन्यो धन्यमुनिः सुकोशलमुनिः श्रीशालिभद्राभिधः ॥
मेतार्योऽथदृढप्रहारसुयतिर्मेघो दशार्णाभिधः
श्रीमन्तःकरकण्डुमुख्ययतयः कुर्वन्तु नो ( वो ) मङ्गलम् ॥६॥

* * *

श्रीजम्बूप्रभवः प्रभुर्गतभवः स्वायंभवःश्रीयशो
भद्राख्यश्रुतकेवली च चरमः श्रीभद्रबाहुर्गुरुः ॥
शीलस्वर्णकपोपलःसविमलः श्रीस्थूलभद्रप्रभुः
सर्वेऽप्यार्यमहागिरिप्रभृतयः कुर्वन्तु नो ( वो ) मङ्गलम् ॥७॥

* * *

नाभेयादिजिनाः प्रशस्तवदनाः ख्याताश्चतुर्विंशतिः
श्रीमन्तो भरतेश्वरप्रभृतयो, ये चक्रिणो द्वादश ॥
येविष्णुप्रतिविष्णुलाङ्गलधराः सप्ताधिका विंशति-
स्त्रैलोक्यावरदास्त्रिषष्टिपुरुषाः कुर्वन्तु नो ( वो ) मङ्गलम् ॥८॥

* * *

वीरःपार्श्वनमिः सुपार्श्वसुविधिः श्रेयांशमल्ली शशी
नेमिर्नाभिजवासुपूज्यविमलो, पद्मप्रभःशीतलः ॥
कुंथुःशांत्यभिनंदनार्हन्मुनिर्धर्मोजितःसंभवोऽ-
नन्तःश्रीसुमतिश्च तीर्थपतयः कुर्वन्तु नो ( वो ) मङ्गलम् ॥९॥

* * *

ब्राह्मी चन्दनबालिका भगवती राजेमती द्रौपदी
कौशल्या च मृगावती च सुलसा, सीता सुभद्रा शिवा ॥
कुन्ती शीलवती नलस्य दयिता, चूड़ा प्रभावत्यपि ( थ )
पद्मावत्यपि सुंदरी प्रतिदिनं, कुर्वन्तु नो (वो) मङ्गलम् ॥१०॥

* * *

अर्हंतो भगवन्त इन्द्रमहिताः सिद्धाश्च सिद्धिस्थिता
आचार्या जिनशासनोन्नतिकराः पूज्या उपाध्यायकाः ॥

श्रीसिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधका
पञ्चैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु नो (वो) मङ्गलम् ॥ ११॥

* * *

श्रीमद्वीरजिनस्य पद्मनदतो, निर्गत्य तं गौतमं
गङ्गावर्तमुखेत्ययाभिनदघो, मिथ्यात्ववैताढ्यकं ॥
उत्पत्तिस्थितिसंहृतित्रिपथगा, ज्ञानाम्बुधेर्मध्यमा
सा मे कर्म्ममलं हरत्वविकलं, श्रीद्वादशांगी नदी ॥ १२ ॥

* * *

वीरः सर्वसुरासुरेन्द्रमहितो, वीरंबुधाःसंश्रिता
वीरेणाभिहतःस्वकर्मनिचयो, वीराय नित्यं नमः ॥
वीरात्तीर्थमिदं प्रवृत्तमतुलं, वीरस्य घोरं तपो
वीरे श्रीधृतिकीर्तिकान्तिविभवो, हेवीर भद्रं कुरु ॥ १३ ॥

* * *

पार्श्वो दुःखविदारकस्त्रिभुवने, पार्श्वे रटन्ते सुराः
पार्श्वेणाभिहतं कषायकटकं, पार्श्वाय तस्मै नमः ॥
पार्श्वात्प्राप्य सुखं भुजङ्गयुगलं, पार्श्वस्य धैर्यं मह-
त्पार्श्वे ध्यानरतो लभेच्छिवपदं, हेपार्श्व वै पाहि नः ॥ १४ ॥

* * *

यो बाल्ये चलयाञ्चकार चरणाङ्गुष्ठेन देवाचलं
यो हत्वा गगनाङ्गणोच्छ्रितततनुं कुब्जीचकारामरम् ॥
भास्वच्चन्द्रमसौ विमानसहितौ यं स्तोतुमभ्यागतौ
तं वन्दे त्रिदशाधिराजमहितं श्रीवर्द्धमानं जिनम् ॥ १५ ॥

* * *

## (અરિહંત સ્તુતિ)

નમું નમું દેવ અરિહંતા, પ્રભુ શિવરમણી કે કંતાજી ॥ ટેક ॥
ઘનઘાતિ કરમસઅહંતા, સઅજાણુત કેવલ વંતાજી ॥ ન૦ ૧ ॥
જે ચોત્રિશે અતીશય સોહંતા, પ્રભુ તીન ભૂવનમે મહંતાજી ॥ ન૦ ૨ ॥
એક જોજન વાણી વાગરંતા, ચારો તીરથ સ્થાપના કરંતાજી ॥ ન૦ ૩ ॥
ત્રીલોક રિષિતન મનસે નમંતા, સેવા દેજો સદા ભગવંતાજી ॥ ન૦ ૪ ॥

૨

## પ્રભુ પાસે માંગણી

(માઢની ઢબમાં)

પ્રભુજી થાસું કાંઈ નવ માંગુ રાજ, મારી રાખ લેજો પ્રભુ લાજ ॥ ટેક ॥
હાથી ઘોડા મૂલ નવ માંગુ, નવી માંગુ કછુ રાજ,
પુત્ર કલત્ર ધન નવી માંગુ, એક માંગુ ધર્મકી જહાજ ॥ પ્રભુ૦ ૧ ॥
યથાખ્યાત ચારીત્ર માંગુ, ધ્યાનમેં શુકલ ધ્યાન,
સમકીત માંહિ ક્ષાયક માંગુ, જ્ઞાનમાં કેવલ જ્ઞાન. ॥ પ્રભુ૦ ૨ ॥
જીનવર ગણધર પદ માંગુ, માંગુ સુખાકી રાસ,
મુનિરામ કહે અક્ષયપદ માંગુ, મુગતપુરી કો વાસ. ॥ પ્રભુ૦ ૩ ॥

૩

શ્રી અજીત નાથ મહારાજ, ગરીબનિવાજ, જરુર જીનવરજી
સેવક શીરનામી તનેં ઉચારે અરજી ॥ ટેક ॥
કર માફી મ્હારા વાંક, રઝળીયા રાંક, અનંત ભવભવમેં
આવ્યો છું તારે શરણુ બળી દુઃખ દવમેં,
ક્રોધાદિક વૈરી ચાર, ખરેખર ખાર, લગ્યા મુજ કેડે,
વલી પાપી મારો જીવ છેક છંછેડે
આ મુજરો મુજ ભગવાન, કરું ગુણગાન, ધ્યાનમાં ધરજી ॥ સે. ૧ ॥

મેં પૂરણુ કીધા પાપ, સૂણુજો આપ, કહું કરજોડી,
મુજ ભુંડામાં ભગવાન, ભૂલ નહિ થોડી,
જીવહિંસા અપરંપાર, કરી કીરતાર, હવે શું કરવું,
જુઠું બહુ બોલ્યું, સાચને શું હરવું,
તુજ ખોળામાં મુજ શીશ, જાણુ જગદીશ, ગમે તે કરજી ॥ સે. ૨ ॥
મેં કર્યાં બહુ કૂકર્મ, ધર્યો નહિ ધર્મ, પુરણુ હું પાપી,
અવળો થઇ તારી આણુ મેંજ ઉત્થાપી,
હું મૂરખ, નિંદા ઘણી, મુનિવરતણી કરીને હરખાયો,
પરદારા દેખી લબાડ હું લલચાયો,
કિંકર કહે કેશવલાલ, આણીને વ્હાલ, દુઃખ ને હરજી ॥ સેવક૦ ૩ ॥

૪

## (ધનાશ્રી)

સેવોરે ભવી ચંદા પ્રભુ ભગવાન ॥ ટેક ॥
ચૈત્ર વદી પંચમી દિન ચવીયા, શુભવિજયંત વિમાન ॥ સે૦ ૧ ॥
પોષવદી બારસ દિન જનમ્યા, ચંદ્રપુરી શુભ સ્થાન ॥ સે૦ ૨ ॥
લક્ષ્મણાજનની જાયા પ્રભુજી, હે શીવ સર્મ નિદાન ॥ સે૦ ૩ ॥
મહાસેન નૃપતી પ્રભુજીના પીતા, પરિપૂરણ પુન્યવાન ॥ સે૦ ૪ ॥
ઉડુપતી લંછન પાયા જીનજી, કાયા હે ઇન્દુ સમાન ॥ સે૦ ૫ ॥
દીક્ષા લેઈ પ્રભુ કેવલ પાયા, પામ્યા શીવપુર સ્થાન ॥ સે૦ ૬ ॥
જૈન સભા મુનિ માણુક માંગે, આપો કેવલ જ્ઞાન ॥ સે૦ ૭ ॥

૫

## (માઢ)

હો મોને તારો શ્રીજીનરાજ ॥ ટેક ॥
હું છું સેવક આપનોરે, આપ છો ગરીબનવાજ ।
શરણે આવ્યો આપ કેરે, રખીયે મારી લાજ ॥ હો૦ ૧ ॥

ચિંતા ન ચુરે ચિંતામણીરે, સુરતરુ પુરે ન આશ,
પારસ સોવન ના કરેરે, તો લોક કરેગા હાસ ॥ હો૦ ૨ ॥
જો તરતાને તારશોરે, શું અધી કાંઈ થાય,
જો ડુબતાને ઉગારશોરે, તો મહિમાં જગ માય ॥ હો૦ ૩ ॥
જો મુજ પ્રભુ નહિ તારશોરે, તો કોણુતારશે ઔર,
નિશ્ચે નાભેય જીનતારશીરે, મુનિરામ વંદે કરજોર ॥ હો૦ ૪ ॥

૬

## (ધનાશ્રી)

માધરી મેરો મન તેરો નંદ હરે (૨) ॥ ટેક ॥
કંચનવરણ કમલદલ લોચન, દેખત નેન ઠરે ॥ મા૦ ૧ ॥
ધન ત્રિસલાદેવી ભાગ તુમ્હારો, ત્રિહુત્રિહુ કાજ સરે ॥ મા૦ ૨ ॥
તીન ભુવનકો નાયક તેરો, આંગનમેં વિચરે ॥ મા૦ ૩ ॥
શ્રીવર્ધમાનજિનંદકે દરશન, બીન દેખ્યા નાહિ સરે ॥ મા૦ ૪ ॥
હર્ષચન્દ્ર પ્રભુવદન વિલોકત, શીઘ્રહી કાજ સરે ॥ મા૦ ૫ ॥

૭

## (પ્રભાતી)

હમારા હે મનમોહન વીર ॥ ટેક ॥
ઘૃત સિંચિત પાવક પ્રદીપ્તસમ, ભાસ્વર સકલશરીર,
સુરભિ ભૂતજસશ્વેદ મોદ પ્રદ, શ્વાસોશ્વાસ સમીર હમારા (૧)
સુશ્વર રવપિક બેન સદશ ઔ, મધુમિશ્રિત ગોક્ષીર,
વિજય પ્રાપ્તિદા મંગલદાયક, ધાયકવિધિ નેનભીર હમારા (૨)
રૂચીકર તૃષિત મનુજકો જૈસે શીત સુગંધિત નીર,
વીર ગિરા ત્યોંકર સુ શાંતિવર, હરતું હૈ ભવદવ પીર હમારા (૩)
મોહ નરાધિપ દમન કરત જસ, ધ્યાન સુષ્ઠુ સમશીર,
દુખઃદાયક ત્રય તાપ નિવારણુ, સલિલા સિક્ત ઉસીર હમારા (૪)

જ્ઞાન વિકલ હો, હોય રહેહેં, દયાસિંધુ ધ્રુવ ધીર,
માધવ નમ મુનિ પુષ્પ જોડકર, યાચત વિદ્યાશીર હમારા (૫)

૮

## પ્રભાતિ

ભજ મન શ્રી ગૌતમ પરમેશ (૨) ટેક
તીન ભવનકે તમનાશનમેં નિર્મલ ચંદ્ર દિનેશ,
મનવાંછિત પૂરણ સુર તરુસમ, રીદ્ધિ કરન સુગનેશ–ભજ૦ (૧)
કામધેનુ સમ નામ જીસકો, ધ્યાવત નિત્ય સુરેશ,
પ્રાતઃ સમય નિત જાપ કરત જસ, પાવત સૌ સર્વેશમ–જ૦ (૨)
શતજિંહાહુ કર ગુણ ગાવત, અંત ન આત મહેશ
ધ્યાન ધરત મુનિ પુષ્પ લહત સો,
અખિલ સૌખ્ય અખિલેશ–ભજ૦ (૩)

૯

## શ્રાવક વિષે

(દોહરો)

દયા ન જેના દીલ વિષે, અંતર ક્રોધ અમાન,
પરહિત દેખી પર જળે, નહી શ્રાવક સેતાન.
પરનિંદામાં પરવરી, શોધે સ્વર્ગ સોપાન,
અહં મમત્વભર્યો પડયો, નહી શ્રાવક સેતાન.
આર્યદેશ ઉત્તમ કુલે, જન્મ વિરોગ સુકાન,
ડૂબે ભવઅર્ણવ વિષે, નહિ શ્રાવક સેતાન.
જપતપ ક્રિયા કરે નહિ, કરે ન વ્રત પચખાણ,
આવશ્યક ક્રિયા ન આદરે, નહિ શ્રાવક સેતાન.

હંસ સમો થઈ ઉચરે, મુખથી મીઠી વાણ,
બગધ્યાની તે બાપડો, નહિં શ્રાવક સેતાન.
માલા ગ્રહી ચાળા કરે, ધન હરવાનું ધ્યાન,
તાકે પરાઈ નાર તે, નહિ શ્રાવક સેતાન.
દેશદાઝ દીલમાં નથી, નથી સુપાત્રે દાન,
નાડ અનાડી હાથમાં, નહિ શ્રાવક સેતાન.
કાળું જેનું કાળજું, કાળું જેનું વાન,
કાળા કર્મ કરે સદા, નહિ શ્રાવક સેતાન.
સંતસમાગમ હરીકથા તણી ન લેય પિછાન,
નવિન પંથમાં ડૂબીઓ, નહિ શ્રાવક સેતાન.

૧૦ જીવાભાઇ

## જગતમાં અંધેર

### દોહરો

જપ તપ વ્રતને આદરે, તજે ન અંતર ઝેર,
હંસ કાગ નહિ ઓળખે, એ મોટું અંધેર.
વિત માટે ભવહિત તજે, કરતાં કાળો કેર,
ચિત્ત લાગ્યું રહે ચીરવા, એ મોટું અંધેર.
કુંડા માપાં કાટલાં, ઘડો ધરે પાશેર,
વણજ કરે ને વિત હરે, એ મોટું અંધેર.
પરઘરની પંચાતમાં, અતિશય બાંધે વેર,
પગ તલે અગ્નિ પરજલે, એ મોટું અંધેર.
થઈ કાનુની કાળજાં, કાપે રૂડી પેર,
ખત સાખો ખોટાં કરે, એ મોટું અંધેર.
અધિકારી અંધો બને, મદથી લૂંટે શહેર,
ધર્મસ્થાને ઢીંગો બને, એ મોટું અંધેર.

વણુજ વીઆજ તણો કરે, કંઠે દેવી દે વહેર,
સોલ પાચ બાસી ગણે, એ મોટું અંધેર.
ભગત થઇ એ ભામની સાથે માણે મહેર,
કામ ન જીત્યો કુટીલ તે, એ મોટું અંધેર.
વૃતિ વશ કીધી નહિં, સ્થાયી મન નહિં ઘેર,
નવિન ડુબાવે ના ખુદો એ મોટું અંધેર.

જીવાભાઈ

૧૧

## બ્રહ્મચર્ય વિષે

### દોહરા

નિરખીને નવયૌવના, લેશ ન વિષય નિદાન;
ગણે કાષ્ઠની પૂતળી, તે ભગવાન સમાન. ૧
આ સઘળા સંસારની, રમણી નાયકરૂપ;
એ ત્યાગી ત્યાગ્યું બધું, કેવળ શોક સ્વરૂપ. ૨
એક વિષયને જીતતાં, જીત્યો સૌ સંસાર;
નૃપતિ જીતતાં જીતિયે, દળ. પુર ને અધિકાર. ૩
વિષયરૂપ અંકુરથી, ટળે જ્ઞાન ને ધ્યાન;
લેશ મદીરાપાનથી, છાકે જ્યમ અજ્ઞાન. ૪
જે નવ વાડ વિશુદ્ધથી, ધરે શિયળ સુખદાઈ;
ભવ તેનો લવ પછી રહે, તત્વ વચન એ ભાઈ. ૫
સુંદર શિયળ સુર તરુ, મન વાણીને દેહ;
જે નરનારી સેવશે, અનુપમ ફલ તે લેહ. ૬
પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિકજ્ઞાન;
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન. ૭

શ્રીમદ્ રાજચંદ્ર

૧૨

# પાપોની આલોચના

## શું કહું કથની મારી રાજ (એ ઢબમાં)

અરર થયું આ કેવું, ન કરે મૂર્ખ પણ તેવું નાથ, ટેક.
કૈંક ભણીગણી પંડિતમાં ખપી, જગમાં ડાહ્યો ગણાયો,
પણ પરમાર્થ ન કીધું જાણ્યો, મતલબમાં જ તણાયો નાથ, અરર. ૧
પરે ઉપદેશે કુશળપણું કર્યું, અંતર આંખ ન ઉઘડી,
જનમનરંજન કર્યું ઘણું પણ, બાજી બધી ગઈ બગડી નાથ. અરર. ૨
વાત વૈરાગ્યની વિવિધ પ્રકારે, વરણવી કીધા રાજી,
અંતર કોરૂં લેશ ન પલળ્યું, તોયે મર્યો નહી લાજી નાથ. અરર. ૩
ધીક પડો એવા ડહાપણને, પ્રપંચ કરી પંકાયો,
અંતર આત્માનું ભાન ન રાખ્યું, ધન યશ અરથે ધાયો નાથ. અરર. ૪
વીર પ્રભુના વચન સુણાવી, મિથ્યાભિમાને ભરાણો,
આપ પ્રશંસા સાંભળી રાજી, ફોકટ મનમાં ફુલાણો નાથ. અરર. ૫
વંચક યોગે વંચક કિરીયા, કીધી વાર અનંતી,
ફલવંચકતા પામી દુઃખ અતિ, પામ્યો લેશ ન શાંતિ નાથ. અરર. ૬
કેશ થયા ઉજળા પણ મનડે, મેલ ન તજ્યો લગારે,
ધીક ધીક એ મૂરખશીરોમણી, તારૂં કાં ન સુધારે. અરર. ૭
જેનાથી જીવો જીવે છે, તેનું પણ માઠું કીધું,
ઉપકારીપર કરી અપકારને, વિષ અમૃત ગણી પીધું નાથ. અરર. ૮
કર્મ ગ્રન્થ ભણી અવર જનોને, ભણાવી ગુરુ મનાયો,
વિણુ ભેદ્યાવિણુ કર્મગ્રન્થીને, ફોકટ જન્મ ગુમાયો નાથ. અરર. ૯
પૂર્વે માહાપુરુષોનું બોલ્યું, બોલી ડાહ્યો ગણાયો,
અનુચિત વિનય કરાવી મનમાં, લેશ નહિં શરમાયો નાથ. અરર. ૧૦
દંભ પ્રવૃત્તી ભોળા ન દેખે, ધોળું તે દૂધ જોનારા,
ચન માત્રથી વશ થાનારા, દૃષ્ટિ રાગ ધરનારા નાથ. અરર. ૧૧

એવા ભક્ત થતાં નહિં વાર્યા, પણ તે ઠીક મનાયા,
ઐહિક સુખ સ્વારથ સરતો જોઇ, અવગુણ આપ છુપાયા નાથ. અરર. ૧૨
માલ પરાયા ખાવા લેવા, ગમાર તું લલચાયો,
પણ એ માલ પચે એવું કંઇ, વરતન નહિં મન લાવ્યો નાથ. અરર. ૧૩
હવે પ્રભુજી મહેર કરીને, બતાવો સદ્દગુરુ સાચા,
કર પકડી પ્રભુ માર્ગે ચલાવો, લગાવી જ્ઞાન તમાચા નાથ. અરર. ૧૪
અંતરબળ પ્રગટ થઈ પ્રભુજી, શાંતિ રગેરગ વ્યાપો,
આ દાસ પોતાનો જાણી પ્રભુજી, સમ્યક્ ત્રિપદી આપો નાથ. અરર. ૧૫

૧૩

## શું કહું કથની મારી રાજ. (એ ઢબમાં)

વીર પ્રભુ હવે તારો, તારક વીરુદ્ધ વિચારો નાથ. ટેક.
કાળ અનંતો ભ્રમણ કર્યું પણ, હજુ ન આવ્યો આરો,
ચતુર્ગતીના દુઃખ અનંતા, તું સબ જાણનહારો નાથ. વીર. ૧
દુર્ગુણથી આ પિંડ ભર્યું છે, ગુણનવી દીસે લગારો,
કામ ક્રોધ મદ લોભમાં મચ્યો, રાચ્યો વિષયવિકારો નાથ. વીર. ૨
પરનિંદા શ્રવણે સુણી મારું, હરખ્યો હૃદયે અપારો,
ગુણીજનોના ગુણ નહીં કીધા, દીધાં આળ હજારો નાથ. વીર. ૩
નીજ સ્વાર્થે તન મન ધન દીધું પરમારથ નહી પ્યારો,
દુઃખીજનોની કરુણા ન કીધી, દીના કષ્ટ અપારો નાથ. વીર. ૪
કપટ ક્રિયાથી જગ વશ કીધું, મૂઢ થયો મતવારો,
નારી નીરખી નયન ચલાવ્યાં, ખોયું મનુષ્ય જન્મારો નાથ. વીર. ૫
સંવત ઓગણીસે સાલ બૈયાસી, કાર્તિક સુદ ગુરૂવારો,
મુનિસૌભાગ્ય અવિચળ સુખ માંગે, મોરબી શહેર મઝારો નાથ. વીર. ૬

૧૪

## મનને વશ કરવા બાબત.

### ગઝલ

અજબ છે વેગ આ મનનો, ગજબ છે શક્તિ પણ ભારી;
ઘણા જ્ઞાની અને ધ્યાની, ગયા મનશત્રુથી હારી. ૧
દેહનાં અવયવો સઘળાં, હુકમ મારો બધો માને;
ન માને મન કહ્યું મારું, જુવો અન્યાય નરનારી. ૨
સહેલું છે ગૃહ તજવું, સહેલું લોચ કરવું છે;
કઠીણ મન રાખવું વશમાં, ખરેખર એજ દુઃખકારી. ૩
થયું મન કાબુમાં જેનું, ગણાયા વીર તે જગમાં;
કહે સૌભાગ્ય તે ચરણે, થજો નિત વંદના મારી. ૪

૧૫

## "રાજા હો તો એસા હો"

### ગઝલ

પ્રજા કો પ્રેમસે પાલે, નિરંતર ન્યાયપર ચાલે;
વ્યસન સબ દૂર નિત્ય ટાલે, જો રાજા હો તો એસા હો. ૧
નહીં અન્યાયકા કરતા, સદા સત ધર્મ આચરતા;
રહે નિત પાપસે ડરતા, જો રાજા હો તો એસા હો. ૨
ભરે ભંડાર નીતિસે, ચલે કુલ ધર્મ રીતિસે;
પ્રજા પાલે હૈ પ્રીતિસે, જો રાજા હો તો એસા હો. ૩

મુનિશ્રી સૌભાગ્યમલજી.

૧૬

## મધ્ય મંગળ

### ગઝલ

હે પ્રભુ આનંદ દાતા, જ્ઞાન હમકો દીજીયે,
શીઘ્રહી ઇન દુરદશાસે, પાર બેડા કીજીયે.
એસી અનુગ્રહ ઓર કૃપા, હમ પે હો પરમાત્મા,
હો સભાસદ સબ યહાંકે; સબકે સબ ધરમાત્મા.

૧૭

## અંત મંગલ

શાસન મંડન સ્વામિજી, નામ સદા જયકાર,
ત્રૈલોકનમેં તિલક સમ, ભજ ત્રિસલા નંદકુમાર,

**મુક્તિવર વર્ધમાનકી જય**

જીનવર નામ જપે સદા, પાપ હોવત સબ ક્ષય,
મોક્ષ ધામ પાવે તુરત, મીટ જાવે સબ ભય.

**કહોજી શ્રીજૈનધર્મકી જય.**
**બોલોજી શ્રીશાંતીનાથકી જય.**

૧૮

## "કરો હંસનાં કામ"

### (દોહરો)

**ઉજ્વળતાને આદરો, શરીર ન કરશો શ્યામ;**
**કર્મ તજી દઈ કાગનાં, કરો હંસનાં કામ. ૧**
**બુદ્ધ થઇ બનશો નહીં, ગોબર તણા ગુલામ;**
**નીર ક્ષીર ન્યારાં કરો, કરો હંસનાં કામ. ૨**

મુક્તાફળ મુકી દઈ, ચુંથો નહિ કહિ ચામ;
દુધ તણા દરિયે વસો, કરો હંસનાં કામ. ૩
સ્થાન તજો સમળા તણું, ઠરો હંસનાં ઠામ;
બગ જેવા ઠગ ના બનો, કરો હંસનાં કામ. ૪
અધર્મને અડકો નહીં, રહો ધર્મનાં ધામ;
રમો હંસના રાજ્યમાં, કરો હંસનાં કામ. ૫
પામર સેવા પરિહરો, રટો હૃદયમાં રામ;
શ્વાનપણું છોડી દિયો, કરો હંસનાં કામ. ૬
ક્ષુદ્ર બની ખાશો નહીં, હકને તજી હરામ;
ભુંડ સંગ ભળશો નહીં, કરો હંસનાં કામ: ૭
અવગુણને અળગા કરો, ગ્રહો સુગુણનાં ગ્રામ;
પ્રવેશ ન કરો પાપમાં, કરો હંસનાં કામ. ૮
આરોગો અમૃત ફળો, વિમળ કરી વિશ્રામ;
ધુવડપણું ઘટથી તજો, કરો હંસનાં કામ. ૯
રજને તજી અજને ભજો, નિત્ય નિરંજન નામ;
સંતશિષ્ય સુખ પામવા, કરો હંસનાં કામ.

મુની શ્રીનાનચંદ્રજી

૧૯

## ચેત ચેત નર ચેત

(દોહરા)

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત,
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત.
જોર કરીને જીતવું, ખરેખરૂં રણખેત,
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત.

ગાફલ રહીશ ગમાર તું, ફોગટ થઇશ ફજેત,
હવે જરૂર હુંશિયાર થઈ, ચેત ચેત નર ચેત.
તનમન તે તારા નથી, નથી પ્રિયા પરણેત,
પાછળ સૌ રહેશે પડ્યાં, ચેત ચેત નર ચેત.
પ્રાણ જશે જ્યાં પીંડથી, પીંડ ગણાશે પ્રેત,
માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત.
રહ્યા ન રાણા રાજીયા, સુરનરમુનિ સમેત,
તું તો તરણા તુલ્ય છે, ચેત ચેત નર ચેત.
રજકણ તારા રખડશે, જેમ રખડતી રેત,
પછી નરરત્ન પામી શક્યાં, ચેત ચેત નર ચેત.
માટે મનમાં સમજીને, વિચારીને કર વેંત,
ક્યાંથી આવ્યો ? ક્યાં જવું ? ચેત ચેત નર ચેત.
કાળા કેશ મટી ગયા, સરવે બનીયા શ્વેત,
જોબન જોર જતું રહ્યું, ચેત ચેત નર ચેત.
શુભ શીખામણ સમજ તો, પ્રભુ સાથે કર હેત,
અંતે અવિચળ એજ છે, ચેત ચેત નર ચેત.

સમાપ્ત.

